શ્રીકૃષ્ણ ભગવાનનો પરમ ભક્ત

# નરસિંહ મહેતો.

## નાટકના ઑપેરા.

શ્રી વાંકાનેર આર્ય હિતવર્દ્ધક નાટ્ક કંપની માટે

રચીને પ્રસિદ્ધ કરનાર


રાવળ ત્રંબકલાલ હરશંકર.

શ્રી વાંકાનેર આ. હિ. વ. ના. કં. ના માલેક.

વડોદરા.



આવૃત્તિ ૧૦ મી. પ્રત ૨૦૦૦

સંવત ૧૯૭૩. સન ૧૯૧૭.

અમદાવાદ શાહપુર વનમાળી વાંકાની પોળમા હરિભાઈ દલપતરામે પોતાના "ગ્રન્થોદય" પ્રેસમાં છાપી.

કીંમત રૂ. ૦-૨-૦.

# શ્રીકૃષ્ણ ભગવાનના પરમ ભક્ત

# નરસિંહ મહેતાના નાટકનો ટુંકસાર.



## અંક પહેલો.



પ્ર. ૧ લો—નટી અને સુત્રધારની વાતચીતથી વસ્તુ સુચન.

પ્ર. ૨ જો—સારંગધરની ખટપટ લ્હેરચંદની પરોક્ષ રીતે ભલાઈ, નરસિંહ મહેતાના કુટુંબની ધીરજ અને અનંતરાય તરફથી નરસિંહ મહેતાના કુટુંબને તિરસ્કાર.

પ્ર. ૩ જો—લોભીલાલનો લોભ, ભદ્રશીળાની ભલાઈ અને લ્હેરચંદ તરફથી નરસિંહરામના કુટુંબને મળતો આશ્રય.

પ્ર. ૪ થો—ભરવાડ સારંગધર અને લ્હેરચંદ વચ્ચે ભક્તિનું ખંડન મંડન તથા નરસિંહરામના સાત અપવાસથી ગોપનાથ મહાદેવનું પ્રસન્ન થવું.

પ્ર. ૫ મો—કુંવરબાઇનું સાસરે જવું, ભાઇ બ્હેનનો પ્યાર. માતાનો વાત્સલ્ય ભાવ, લ્હેરચંદની ભલાઇ અને સારંગધરની બુરાઈ.

પ્ર. ૬ ઠ્ઠો—કાનગોપીનું રાસમંડળ અને નરસિંહને વરદાન મળવું.

પ્ર. ૭ મો—લોભીલાલનો હાસ્યરસ ભરેલો લોભ.

પ્ર. ૮ મો—તાના રીરી સાથે જુડીબાઇની નિર્દોષ રમત તથા મદન-મહેતે દિક્ષિત પંડયાને જુડીબાઇનું વેવિશાળ કરવા મોકલવો.

પ્ર. ૯ મો—નરસિંહરામની ઉદારતા, સારંગધરની નીચતા, લ્હેરચંદે નિરપક્ષપાત રહી કરેલો ન્યાય, નરસિંહરામે ઢેડને ત્યાં ભજન

ગાવા હા પાડવી જેથી સારંગધરે તેને નાતબહાર કરવા વિચાર કરવો. દિક્ષિતે આવી પ્રભુની માયાથી નાગરના છોકરાઓને નાપાસ કરી નરસિંહરામને ત્યાં જવું.

પ્ર. ૧૦ મો—સારંગધરે મહારાજા મંડળિક પાસે નરસિંહરામ માટે ફરિયાદ કરવી.

પ્ર. ૧૧ મો—પ્રભુની ભકિતમાં ભાન ભુલેલા નરસિંહરામના પુત્ર સામળશાનુ પ્રભુએ વાણીયાના વેશથી સગપણ કરવું અને સારંગધર તથા લાબીલાલની સમક્ષ અંતરીક્ષથી રૂપા મોહોરાં આપવી

## અંક બીજો.

પ્ર. ૧ લો—નરસિંહરામના દીકરા સાથે જુઠીબાઇનુ સગપણ કરવું, જેથી મદનમહેતાએ નારાજ થઈ નરસિંહરામથી લાવી શકાય નહીં તેવી સામગ્રી સાથે જાન લાવવા નાગરની શીખવણીથી પત્ર લખી દીક્ષીતને મોકલવો.

પ્ર. ૨ જો—મદનમેતાનો કાગળ વાંચી નરસિંહરામે પ્રભુની સહાયતાથી તૈયારી કરવી અને માંડળીકની પરિક્ષામાં નિર્લોભ કરવું. શામળશાની જાન જોડવી.

પ્ર. ૩ જો—શ્રીકૃષ્ણ ભગવાને રીસાયલી ગોપીઓને મનાવી જાન જોડવા તૈયારી કરવી.

પ્ર. ૪ થો—નરસિંહરામની જાન જોઇ સારંગધરે મશ્કરી કરવી ત્યાં યાદવકુળ સાથે કૃષ્ણ ભગવાને આવવું. કુંવરબાઇનું રીસાવું અને પ્રભૂએ તેનું મન મનાવવું વિગેરે.

પ્ર. ૫ મો—જાન જોઇ મદનમહેતાનો પસ્તાવો રાજા પદ્મસેનનું આવવું મદનમહેતાને ધીરજ દેવી અને શામળશાના વિવાહ થવા વિગેરે.

પ્ર. ૬ ઠ્ઠો—નરસિંહમહેતે તાના રીરીને વરદાન દેવું. જુડીબાઇએ સખીઓ સાથે ગરબો ગાવો તથા શામળશા સાથે વિનોદ વાત કરવી, નરસિંહરામે જાત્રાળુને હુંડી લખી આપવી અને માણેકબાઇનું મરણ થવું.

પ્ર. ૭ મો—લોભીલાલે જીવણગોરને મરવા પડેલી ગાય દાનમાં આપી મરણને શરણ થવું.

પ્ર. ૮ મો—નાગર જ્ઞાતિએ નરસિંહરામને જમવા નોતરી ભાણાપરથી ઉઠાડવા જેથી શ્રીકૃષ્ણ ભગવાને કોપ કરી નાગર જ્ઞાતિમા દંડ બતાવવા.

પ્ર. ૯ મો—લોભીલાલને પુન્યના બદલામાં બે ઘડી કામદુગ્ધા સોંપવી અને લોભીલાલે ધર્મરાજાને શીંગડે મારવા હુકમ કરવો જેથી આગળ ધર્મરાજા અને પાછળ કામદુગ્ધા, તેની પાછળ લોભીલાલે નાસવું.

પ્ર. ૧૦ મો—ધર્મરાજાએ વિષ્ણુ શરણે જવુ ત્યાં બે ઘડી પૂરી થવા લોભીલાલને પાપની શીક્ષા કરવા તૈયારી. લોભીલાલે ડહાપણથી પાપમુક્ત થવું.

## અંક ત્રીજો.

પ્ર. ૧ લો—કુંવરબાઇનું સીમંત, સાસુ નણંદ તથા જેઠાણીની ક્રૂરતા અને કુંવરબાઇની નમ્રતા.

પ્ર, ૨ જો—નરસિંહરામને વિષયલંપટ કરવા સારંગધરે પુલકીને મોકલવી.

પ્ર. ૩ જો—શ્રીકૃષ્ણ ભગવાને શામળશાના રૂપથી જાત્રાળુને હુંડીના રૂપિયા આપવા.

પ્ર. ૪ થો—કુલટાનો ફરેબ નરસિંહરામનું જીતેન્દ્રિયપણું અને કુંવરબાઇને મામેરૂં કરવા તૈયારી.

પ્ર. ૫ મો—કુંવરબાઈ માથે તેના પતિ વસંતરાયનો જુલમ અને કુંવરબાઈની ધીરજ.

પ્ર. ૬ ઠો—નરસિંહરામની નાગરોએ મશ્કરી કરવી. નરસિંહરામે પ્રભુ પાસેથી વરસાદ વાટે પાણી લેવુ. નરસિંહરામની દ્રઢતા જોઈ શ્રીકૃષ્ણે દામોદર દોશીના રૂપથી કુંવરબાઇને મામેરૂં કરવુ તથા અંતે ભજન ગાઈ આકાશ વાટેથી ઓછો રહેલો કમખો મંગાવવો વગેરે.

પ્ર. ૭ મો—સારંગધર તથા અનંતરાયે નરસિંહરામની નીંદા કરવી. સારંગધરને સર્પ ડંશ થવો. નરસિંહરામે આરામ કરવો છતા સારંગધરે નરસિંહરામના મામાને સાથે લઈ ભજનમાં ભંગ પાડવા જવું.

પ્ર. ૮ મો—સંન્યાસી રામભક્ત તથા શૈવીએ મળી નરસિંહરામ સાથે માંડળિકની સભામાં ધર્મ સંબંધી વિવાદ કરવો તેમા સંન્યાસીની ખોટી વાકયપટુતાથી તથા સારંગધરની ખોટી ફરીયાદીથી માંડળિકે નરસિંહરામને કેદ કરવો.

પ્ર. ૯ મો—નરસિંહરામને માંડળિક મારવા તૈયાર થયો જેથી પ્રભુએ કેદાનો છોડાવવો, લહેરચંદે ખબર આપવી, નરસિંહરામે કેદારો ગાવો, પ્રભુએ આવી નરસિંહરામને હાર આપવો, સૌ સૌની ભાવના મુજબ દર્શન દેવાં, સજ્જનને વરદાન આપવાં વગેરે. **शान्ति ! शान्ति !!**

# પાત્રોનાં નામ.



**સુત્રધાર, નટી**—નાટયકાર સ્ત્રી પુરૂષ.

**નરસિંહરામ**—શ્રીકૃષ્ણ ભગવાનનો પરમ ભક્ત જુનાગઢ નિવાસી નાગર.

**અનંતરાય**—નરસિંહ મહેતાનો સહોદર વડીલ ભાઈ.

**સારંગધર**—અનંતરાયનો સાળો અને કમળાનો ભાઈ.

**હેહરચંદ**—લોભીલાલનો દિકરો કોઇ સાધુ સેવી વાણિયો.

**માણેક**—નરસિંહ મહેતાની સ્ત્રી.

**કમળા**—નરસિંહ મહેતાની ભોજાઈ અનંતરાયની વહુ.

**કુંવરબાઈ**—નરસિંહ મહેતાની દીકરી.

**શામળશા**—નરસિંહ મહેતાનો દીકરો.

**ભદ્રશીલા**—લોભીલાલની સ્ત્રી અને હેહરચંદની મા.

**લોભીલાલ**—મહાન લોભી વાણીયો હેહરચંદનો બાપ.

**ખોખલો**—શ્રીરંગધરનો ગોર, વડનગર નિવાસી.

**મદનમહેતો**—જુઠીબાઈનો બાપ શામળશાનો સસરો.

**માનબાઇ**—મદનમહેતાની સ્ત્રી જુઠીબાઇની મા.

**જુઠીબાઇ**—શામળશાની સ્ત્રી મદનમહેતાની દીકરી.

**તાના. રીરી**—જુઠીબાઈની સહીયરો અને નરસિંહ મહેતાની શિષ્ય શ્રેષ્ટ ગાનારીઓ.

**દિક્ષીત**—મદનમહેતાનો ગોર વડનગર નિવાસી વિપ્ર.

**શ્રીકૃષ્ણ**—પરમાત્માનો દ્વાપરમાં થએલો અવતાર.

**રાધા**—મહામાયા જગતજનની શ્રીકૃષ્ણની સ્ત્રી.

**માંડળિક**—જુનાગઢના રાજા.

**પદ્મસેન**—વડનગરના રાજા.

**છબલ**—શ્રીરંગધરની દીકરી કુંવરબાઈની નણંદ

**ધર્મરાજા**—મૃત્યુલોકના જીવનો ન્યાય કરનાર ન્યાયાધિશ

**વિષ્ણુ**—સત્વગુણના અધિકારી ક્ષીરસાગરવાસી પ્રભુ.

**પાનકુંવર**—શ્રીરંગધરની વહુ કુંવરબાઇની સાસુ

**રામકુંવર**—શ્રીરંગધરની પુત્રવધુ કુંવરબાઈની જેઠાણી.

**શ્રીરંગધર**—નરસિંહરામનો વેવાઈ કુંવરબાઈનો સસરો.

અસ્વાર, સાધુઓ, નાગરો, ગોપીઓ, નોકર, વાણીઆ, બ્રાહ્મણ, ભીમ સુખાનંદ, વસંતરાય, સન્યાસી, ભામડા, સેવા, ગજમાતા વિગેરે.



### શ્રીકૃષ્ણ ભગવાનનો પરમ ભકત

# નરસિંહ મહેતો.

## નાટકનાં ગાયનો.



## અંક ૧ લો.



સુત્રધાર— ૧

તારણ વિભુ સુખ આગાર, ધારણ ધરણી શીરથી ભાર
ખળ દળ ગંજન વિચાર વરદા કારદા કારણ........તારણ.
અકળ, અગમ્ય, કરણી રમ્ય નિગમ વદિત વારવાર
મંગળ કરણ પ્રધાન સત, સાર સાર............ .....તારણ

નટી— ૨

વ્રજવાસી અવિનાસી, વિહારી મોરારી (૨)
મારી મારી, દાસી તારી પુતનાને કુબ્જા............. વૃજ
વૃંદાવનમાં ધેનું ચારી, આહિર કિધાં સહચારી
ગૈયારીનાં મહી લુટયાં ગોવરધન તોળ્યા ગીરધારી
બાળ સહસ્ત્રો રંગે રમી, છતાં ગણાયા બ્રહ્મચારી.....વૃજ

૩

અનંતરાય, સારંગધર, કમળા— } નફ્ફટ નિર્લજ નકટા નરસૈયાની નારી નીકળ
તારી વેજા લહી

માણેક—જાતાં જાતાંમાં કાં માતાજી મારો છો મેણાંટોણાં હવે હદ થઈ

૭૦૧૮



લહેરચંદ, સારંગધર, ભરવાડ—૫

લહેરચંદ—ધરણીમાં વ્યાપક જળ સ્થળે શ્રી જગતનાથ છે
સુજનને ફળ ખળને સજા તેને હાથ છે
ભક્તને સુખે સુખી દુઃખે દુઃખી દયાળુ થાય છે
દુષ્ટને કરી કજા સુખી પ્રજા કરવા ધાય છે—ધરણીમાં.

સારંગધર—પુન્ય પાપ એ મનથી માન્યા, પોથાં થોથાં જાણો
મરજી મુજબ ચાલી જગમાં મોજમજાની માણો.

ભરવાડ—કાલા બાલા ઠાકર હાકે બાઝી કાં મરો
બાઝી કાં મરો એ મુરખા કજીઆ કાં કરો—કાલા.
હડકાયા થઈ હડીયું કાટો, ઠામે ના ઠરો
દાસી દસનો ભાવ હોય તો ક્યાં મંઈ ફરો—કાલા.

લહેરચંદ—ધરણીમાં વ્યાપક જળ સ્થળે શ્રી જગતનાથ છે.

શામળ— ૬

સજને તજી નહિ જા, પ્યારી એ બહેની
સાર ચીર કહેતી અચાઓ લેતી થા તુ નમેરી કાં—પ્યારી.
આ સજ સંગ રમી ઉછરંગે, હવે પંખીડી ન થા—પ્યારી!

કુંવરબાઈ— ૭

પુરણ પામી પ્રીતથી શણગાર, પુન્યનું પુરુષોત્તમ નિરધાર:
હીર ચીર પટકાટક હીરા, એથી અંગ ઓપાવે (માત)
એથી અધીકું અંગ ઓપાવે. હરિ કીરતન જીવ્હાપરે આ...
કૃષ્ણ નામનાં કંકણ રૂડાં હરિ નામના હાર (માત)
ચીર ચત્રભુજ નામ તણાંશું પિયરથી એ કરીઆવર મારો—પુરણ.

કૃષ્ણ, શંકર, નરસિંહ— ૮

કૃષ્ણ—હર હર હર આપ દરશ, પામી થયાં શીત નયનો
અતિ જગ ભ્રમ હરણહાર.................... ....પામી
આપ ચરણકમળ ખાસ, તજે નહિ મન મધુપ પાસ:
આશીશ ચ્છિજે જે એવી દાસ....... ..... ...... .પામી

શંકર—મુજ મન માનસરમરાલ, થઈ રહો સદા પ્રણતપાલ
ના હું માનીશ કર્યો નીહાલ .. .. .. .. ..... .. .. ..

કૃષ્ણ—.................. . ....... .... ......... ..હર હર હર

નરસિંહ—હરિ હર પ્રભુ દિનદયાળ, ચાહ નહિ ધન દારા કે બાળ
શરણ ધ્યાને ત્રોડી જંજાળ.

કૃષ્ણ—....... .. .. ...... . ....... .. . હર હર હર

કૃષ્ણ, ગોપીઓ— ૯

નાચો નાચો આવી મોઝી તાના થઈ તાના થઈ
ગાઓ ગાઓ સંગીત સુહાગી
લયગતિ આનકો બિહારી પે વારી, જેમી રીતિ રંગી પ્રીતિ
છાડે બીજ રાસ રંગ... .....નાચો.
તનન તનન તાના તોમ તાના તદેરે, વા કેસી સોહે
બ્રહ્માદિ મોહે એ નભચારી, શુદ્ધિ બિસારી
ગૌ ત્રણ ત્યાગ્યો ત્યાં મન રાગ્યો, જ્યાં સુધા પાયો
રાસ રચ્યો.....................નાચો.
ગાન તાન છાઈ રહો વ્રજમેં સરિતાકો નીર અચલ ભયો
સુદ છવાઇ રહ્યો, આજ રંગ રાગ ઉમંગ ભયો
દિન યહિ ધન્ય હે ત્રિલોકમે એસો કહુ દિન નહિ એહેં પ્યારી.

## સારેગમ.

સાસાનીરે સાની ધપ ગરે ગમ ગરેસા પનીસા પનીસા
સારે ધનીસા ધનીસા રેગમ પધ નીધપ
નીધપ ગરેગરેની સાની સારેગ
ધની સારેગમ ગરેસાનીની સાધપમગ પમગરે મગરેસાની સારેગ
ધની ધની સારીધપગ, ધપ ગરેસા, સાગરેસા
નીનીરેસાનીધ, ધસાનીધપ, પનીધપમ, મધપમગ,
ગપમ ગરે, રેમ ગરેસા.. ......ને સારેગ.
સાસા રેરે ગગમમે ગમપ ધધની નીપગ નીધપપ ગધપમગ
સારેગ સાસા રેરે નીનીસસા નીનપ સાનીધપ
ગપધ સાનીધધ મગરેસા . ... નીસારેગ.

**લોભીલાલ, લહેરચંદ** - ૧૦

**લોભીલાલ**-ઘરે માગીને મોટું ગનું ધમધમ કેમ
( માનું એમ હરિ હેમ )
**લહેરચંદ**—( નરેન્દ્ર જવાના એ નેમ )
માયામધી લપટાઈને ખતા ખાશો કાકા ખાંતથી
**લોભીલાલ**-પાઈ દેતાં આવે મને વરહે—( એક )
**લહેરચંદ**—ખતા ખાશો કાકા ખાંતથી
**લોભીલાલ**-ફોગટ જનમાં ફાટી જગમાં નાગી માના માંડી
**લહેરચંદ**—( સારી બુદ્ધિ નાઠી બુઠ્ઠા ક્યા દેખું હું માઠી )
**લોભીલાલ**-તું બાળ થયો કાં કાળ ગાદી ચોફાળ રડે મોં વાળી (૭)
કાં કપુત નીકળ્યો પૂત ખરે જમ દુત.
**લહેરચંદ**—વાહ ! વાહ ! વાહજી ! વાહ ! વાહ ! વાહજી ! જીજીજીજી

જુઠીબાઇ, રીરી— ૧૧

જુઠી૦—માણો મોહન જોબનીઉ જાયે દૂર
રીરી—તારાં નયનોનાં બાણ મારૂં ભેદે ઉર
જુઠી૦—મીઠું મનહર મુખડું મયંક છેરે
રીરી—તારી સિંહકટી સરખી લંક છેરે
જુઠી૦—આપ રતિપતિ નાથ સમ ઓપતારે
રીરી—તારા દાડમ કળી જેવા દાંત શોભતારે
કદી રંભ થંભ સરખી જંઘ છેરે
જુઠી૦ . . . . . . . . . . . . માણો.

ફૂંખણુ - ૧૨

વાહ ! મુજ દાસ પુરણ પાસ
જગત સકળની તજી દીધી આશ
સદા શીતળ કર કેર ચકોર સુંદર સ પાન કરતા
અતિ નયન ઉરશુ નરસિંહ મુજ મુખ ઉપર વારતા
ત્વરી ધીરજ ઉર માથ શ્રવણ શુભ મૃગ વર ઉનારતા
ગણી પરમ મમ નામ ભક્ત અંતર અચળ ધારતા—વાહ !

સોંઆ— ૧૩

આજ મારે અનુપમ અવસર આવ્યા અતિ આનંદમયરે
મોતી મણિયે ચોકજ પૂર્યાં દધિ કુસુમમયરે
કરમાં શ્રીફળ કનક તણું વીર શામળશાનેરે
પાટ ઉપરે નયને નિરખી મનડું માનેરે—આજ મારે
તોરણ આસોપાલવ કેરાં દ્વારે લટકેરે
સુખ અતિશય મુખથી કહેતાં વાણી અટકેરે
મળી માનુની સહુ મંગળ ગાએ મુદભર મનહરરે
મુખ નીરખી માણેકબાઈ વારે તન પરરે—આજ મારે.

## નરસિંહ, શામળશા, વગેરે-૧૪

વાલા વેગે આવોરે દયા દિલે લાવોરે, બીડું મારી ભાંગવા હોજી
નહિ આવો તો છાનાં ઉઘાડું બધાં છીદ્ર.... ......વાલા.

આહેરડામાં ઉછર્યાં ગોવાળિયામાં વાસ,
કાંધે કાળી કામળી માગી પીતા છાશ;
માતા કેદ નખાયાં, પૂરો મારી આશ,
... . . .હું રાખું તમથી દાવોરે...... .બીડું.

ન માના બે બાપના નકટા નિર્લજ બાળ,
માંડી માંખણના ચોરટા કસ તાણા તું કાગ:
સોડ તણે ગધા તણી દુર્જન આપે આળ,
... .. . . .ધીરા તેગ વાગોરે ... ..બીડું.



## અંક ૨ જો.



**જુઠીબાઇ—** ૧૫

લખ્યા વિધિના ફરે નવ લેખ, થાયે તેવું જેવા કરમે રેખ—લખ્યા
સુર્યવંશી રાજાઓ "હરિશ્ચંદ્ર" જેનું નામ
પુત્ર પતિન વેચીયાં (જેણે) પોતે વેચાયો નિચ ધામ ( સત્યકાજ )
બળી બંધાયો વચનથી જેણે કીધા યજ્ઞ અપાર
વામનજીએ ચાંપીયો (જેને) પોતે રહ્યા તેને દ્વાર ( ત્રણે દેવો )

**નરસિંહરામ—** ૧૬

વાલા મારા કાંડું ઝાલીને દેમાં મને છેહરે. હો.
સરવાળો સાંધે નાથ ............
સ્વામી મારા મેંતો સોંપી છે તને મારી દેહરે. હો સરવાળો.
સખી ભાવથી મેં ભજ્યો, નર થયો નારી રૂપ
ત્યારે તેં વર આપીયો, પાળ ત્રિભુવન ભૂપ. હો સરવાળો.
મેં નથી સાર્યાં માવલા તારાં મારાં માને બાપ
મરણ પામીયાં મોતથી, નિવાર મારા તાપ. હો સરવાળો.

**કુંવરબાઇ તથા શામળશા—૧૭**

વારી વારી શું શોભે છે વીરો, બીજા પંચાકાને પોતે હીરો
પીરસું ઓઅર્ડીયે ખાંડું ને ખીરો, દેશે બેનને બહુ હીર ચીરો
ધરણીધરનો સેવક સદા ધીરો, જેને નિરખીને લાજે અમીરો—વારી.

**શામળશા—**શુભ ચાહક જગવિરતુ બહેન વિના નહી કોય:
**કુંવરબાઇ—**વંશ વધારક તાતના, દીર્ઘાયુ તવ હોય.

**શામળશા**—આપ તું આશીશ સુખડાં પામીશ. દુખડાં વામીશ બ્હેન,
**કુંવરબાઈ**—...........વારી વારી.

**શામળશા**—ધન ધન મારી બેનડી, વિણુ સ્વારથ તુજ પેર;
**કુંવરબાઈ**—સ્વારથ સહુ સંસારમાં, નહી નરસિંહને ઘેર.

**શામળશા**—સાચી સાચી પ્રીત ચોટી તારે ચિત્ત ગા તું મને ગીત બ્હેન
**કુંવરબાઈ**-- . . . . . . વારી વારી.

**માંડળીક**- ૧૮

વારે વા વારે વા કેવા રંગે લાગી હરિમાં
કપુર મળ્યુ મરીમાં વારસરી સિંધુમાં. વારે વા.
હરિ હરિના દાસો તે એક રૂપ છે, હરી સિંધુ દાસો મેઘ જેવા.
કાંનો વાયુ શ્રીખંડ તરૂ હરિ છે. વારે વા.
ક્યાં ફિરતા સતાય ક્યાં ફિર છે, તરુવર તરુવર સંતે:
નજ દેહ પરમારથે ધરી છે વારે વા

**કૃષ્ણ. રાધા, જાંબુવંતી, સત્યભામા—૧૯**

ત્રણે—હરિ જાઓ જાઓ છોડો છોડો માનીતીને બોલાવોને શ્યામ
જાંબુ૦—હવે નહીં બોલું મારો મુખડો ન બોલું મુકો નામ
કૃષ્ણ--વ્હાલી મારી કાલી ભુલી હઠ કરી તજ શું ભરાણ
નહી સોહાય, નહી સોહાય, નહી સોહાય
**ત્રણે**—........... ..છોડો હાથને...........જાઓજી જાઓ.
**જાંબુ૦**—ઉજળુ એટલું દુધ જાણીને ઠગાઇ બાઇ
**રાધા**—લીલુડા તે મગડા મેં માન્યા સખિ ભુલી ગઇ

**કૃષ્ણ**—કદી મારી ભૂલ હોય મારી દેવી જોઇયે તોય
ત્રીજે કાને સુણે કોય જરાતો વિચારી જોય

**ત્રણે**—( ત્યારે શું અમે નથી લાયક )

**કૃષ્ણ**—શાણી જાણી હવે વાણી તમારી મેં સોંપુ સહુને કામ

**ત્રણે**—આધીન રહીને ચાલો જો સ્વામી તો રીસાવું શું કામ

**રાધા**—વિગતેથી વહેંચી આપો વ્હાલા મારા અધિકાર
જાણીયે જરૂર તો તો પૂરે પૂરો રાખ્યો પ્યાર

**કૃષ્ણ**—સત્યભામા તેડી જાય, રાધિકાજી ગીત ગાય
જાંબુવંતી વાદ્ય વાય, લક્ષ્મીજી દીપક સાહ્ય.

**શામળશા, કુંવરબાઇ**— ૨૦

માતા રાણી રાધિકા પિતા જગત પ્રતિપાળ
સાચાં એજ સંબંધીઓ બીજી આળ પંપાળ

જગતણી અટપટી ખટપટ છોડી નાથજી નામનારે (૨)
હાર હૈયે હોંશે ધારીયા છે ( રૂડા )
સ્વારથી સંગ છોડયો નાથથી નેહ જોડયો
પાપના પુતળાં સંસારીયા છે ( કુડાં )
પૈસા માટે પાળતાં સહુ સંસારી સ્નેહ
પ્રાણસંગ સ્વારથ ગયો, કરે દેહની ખેહ
દોષ નજરેથી દેખી પ્રીત પ્રપંચી પેખી
તાપ ત્રિવિધના નિવારિયાં છે ( ઝેરી )
ઢાલ ધીરજની ધારી ભાલું ભકતીનું મારી
માન મદમોહ મનથી મારિયાં છે ( વેરી જગતણી. )

સ્ત્રીઓ— ૨૧

એક ખેડયાંરે ખેતરનીરે ખીજડ વાપરીરે
એક તેનોને ઘડાવ્યોરે માણકથંભ
વનમાળીરે કેરા માંડવોરે..............ટેક
મારે મદનરાય વ્હેવારીયાની પરણે બેટડીરે
પેલા નરસિંહરામ હળખેડુની આવે જાન......વન.

સ્ત્રીઓ— ૨૨

ચંગે હાથીડા ચલાઈ લાવરે, માથે સોના અંબાડી ચડાવેરે
બેસે બેસેરે વાસુદેવનોનંદ પુનમ કેરો ચંદ
દીવા કેરી જ્યોત કે ભાઈ ભાઈરે અજવાળાંરે
ચુરી લાબશીકું તે રંધાવોરે, ગાંઠી ઘીની તે રેલું ચલાવોરે
જમે જમેરે વાસુદેવનો નંદ......................પુનમ.
રૂડા ઢાળે તે ઢળાઈ ઢોલીયા માથે ઓછાડ તે અણમોલીયા
પોઢે પોઢેરે વાસુદેવનો નંદ......................પુનમ.

સર્વ સાહેલીઓ— ૨૩

આજે આનંદની રેલ (૨) કાનાને મળશું વ્રજની વાટમાં
ભેલી ખાંતથી ખેલ (૨) ઝીલીશું સરવે જમુના ઘાટમાં
મળે માર કાર નાર નેહથી ટળે સાવ આગ દાહ દેહથી
ઉર નહીં ઉચાટમાં..........................આજે,

**સાખી.**

શરદ પુનમની ચાંદની ખીલી છે ખુબ રંગ
રૂપેરી પટ પ્રેમથી અવની ઓઢયું અંગ

આવી રૂડી રજની રમાય, માય અંગ અંગ રંગને ઉમંગશું
કાનજી કપોલ ગોલ ન્હાય વાય પ્રિત રીત ધારશું ઉછરંગશું
સખી ગાશું ગુણિલું ગાન, લેશું મળી સહુ શુભ તાન
સુણી ભુલે મુનિવર ભાન કરે હરી અધર તણું પાન

## સાખી.

સોળ કળા પુરી સજી, ચડગો ચંદ્ર આકાશ;
ગરવ માનુની મુખનો, ઉતારવાને ખાસ

આવી વેળા વિતિ જો જાય પાછી કયારે મળેરે
એમ હરી સંગાથે મળાય જેમ લુણ પાણી ગળેરે

## સાખી.

અનેક સરિતા એકઠી, મળતી સાગર સાથ
પ્રેમ લક્ષણા પાળીને મળિએ હરિ સંગાથ

**જુઠીબાઇ, શામળશા—** ૨૪

**જુઠીબાઇ**—સાચો સ્નેહી શામળો સુંદર રાધિકાના વર
નહી તજે હવે હાથ.................સાચો.
**શામળશા**—સ્નેહામૃત તણું સરોવર સુખનો સાગર જડિયો જીવન સાથ
**જુઠીબાઇ**—હેતથી મનાવીને મોહન રાખુ ઉર સાથ.....સાચો.
**શામળશા**—પ્યાર ધારી શુભ ગાન એના ગાય વાર વાર
**જુઠીબાઇ**—નાથ નામનો ઉચ્ચાર ઉરમાંહી તાર તાર
**શામળશા**—દુઃખ ભાર ટાળનાર એજ તારનાર
**જુઠીબાઇ**—..............................સાચો.
**શામળશા**—મનહર મીઠે મુખડે, વારૂં લાખો વાર;
**જુઠીબાઇ**—પુરણ પ્રેમે પરખીયો, સકળ સ્નેહનો સાર. સાચો.

લહેરચંદ— ૨૫

હવે મને હરિ નામથી નેહ લાગ્યો
ભાગી ભીડ ભવનો ભય ભાગ્યોરે—હવે.
માયા મંદિર મારા મનથી મેં મૂક્યાં ને ઇન્દ્રિની ઓળખાણ મૂકી
હેમ હીરાથી હાર મઢેલા જે ચાલ્યો તે ઉપર મુખે થુંકીરે—હવે.
કોના સુત તાત કોનાં માત ને ભ્રાત સર્વે સ્વારથનાં સગપણ રાખે
પ્રાણ ગયા પછી પાસે ન આવે કાઢો કાઢો મુખે ભાખેરે—હવે.

**સારંગધર, અનંતરાય, નાગરમંડળ—૨૬**

**સારંગધર,**
**અનંતરાય—** ઠીક જમજો (૨) ઢેડથી વટલેલ નરસિયા સંગ,
ધીક નાગર શ્રેષ્ટ સારવથી નેષ્ટ તે બનિયા.

**નાગરમંડળ—** (હા હા) ભક્ત નરસિંહરામ ઉત્તમ શ્રેષ્ટ તેથી કયા

**સારંગધર,**
**અનંતરાય—** (વાવા) પાણીમાં ડુબી મરો.

**નાગરમંડળ—** ખર છે ખરેખરો, જાને તું ત્યાંથી પરો

**સારંગધર,**
**અનંતરાય—** ......................ઠીક જમજો
લોક કેરા થોક નિંદે પોક દઇ રડજો.

**નાગરમંડળ—** (હા હા) ભષ્ટ થાજો નષ્ટ તુજ કુળ ખષ્ટ પણ પડજો.

**સારંગધર,**
**અનંતરાય—** (વા વા) સાધુ છો શીરા તણા

**નાગરમંડળ—** મૂકીશ નહિ મણા તને ધીઃકારો ઘણા

**સારંગધર,**
**અનંતરાય—** ..................ઠીક જમજો.



# અંક ૩ જો.



કુંવરબાઇ— ૨૭

સીમંત સમયે સારૂં, લાવેકો મામેરૂં મામેરૂં મારૂં (૨)
ભ્રાત નથી કે માત નથી, ઉજડ મહિયર એક તાત;
તેતો ભગત જગ રીત, સમજે ન કાંઇ જેથી હારૂં—સીમંત.
સાસુ નણંદ વાંકાં વેણ બોલે છે દુષ્ટ દુ:ખ દેણ;
લોક સરવ ગરવ ભેર બોલે છે બોલ ક્યે વિસારૂં—સીમંત.

કૃષ્ણ— ૨૮

જે બાળ જગતની ત્રોડી ફોડી મુજ શરણમાં આવેરે
ભવ દુ:ખ તેનાં જાયે ભાગી, તાપ ત્રિવિધ નવ તાવેરે—જે.
સંસારીનું સગપણ છોડી, ભક્તિ મારી ભાવેરે
તેનો દાસ થઇ હું હોઉં, જરી શરમ નવ આવેરે—જે.
સરિતા સાગરમાં મળી, લહે જેમ વિશ્રામ
તેમ ભક્ત મુજ રૂપમાં, મળી લહે આરામ
મારે આધારે રહે, મારા ગુણ જે ગાય
મનુષ્ય મજુરી આપતા, હુંથી કેમ રખાએ—જે.

**નરસિંહરામ તથા સાધુઓ—૨૯**

મારૂં તારૂં મૂકી દોને, ફરી ફરી નાવે ક્યાંઇ
આવો રૂડો મનખો તે ગુમાવશો ન ભાઇ—મારૂં.
ધરી જરી ગાદી સારી સુતા સદા શેઠો શાણા
લુંટી ઝુંટી માયા મેળી, ક્રોડીપતિ કહેવાણા

ગણ્યાં નહિ જાયે તેથી, સુતો તાળી જેુંચે નાણાં
એવા એવા ગયા છે ચાલી ન મળે ઠેકાણાં—મારૂં.
રણે ચડે વેરી સામા ધરાને ધ્રૂજાવે ધીરા.
મુછો પરે લીંબુ ઠરતાં એવા પણ વીરારે,
દેહી બખતરમાં જેની સમાતી ન હાકાણ હીરા
ભલા ભલા કાળે ખાધા, સુણી સત્ય ગીરારે—મારૂં.

કુંવરબાઈ, વસંતરાય— ૩૦

કુંવરબાઇ—નાથ પ્યારા, બોલો સુણી ખારા, થાયે કટકા છાતીના
શાને ચીડો છો પ્યારા હું છું તમારી દારા
કરૂં ના ઘડી ન્યારા......નાથ......નાથ.

રથ હાંક્યો અર્જુનનો, એવા દીન દયાળ:
રથે તમને ભાવે નહિ, પ્રણત તણા પ્રતિપાળ.

બોલો મારા કેમ ગમતા નથી, રામ હ્રદય કેમ રમતા નથી:
સ્વામી સુધા કેમ જમતા નથી, જગવંદ્યને કેમ નમતા નથી.
એનો શાણા શ્યામ.........નાથ,

વસંતરાય—નીકળ નીકળ વિષમ વચનની કહેનાર તું
મલીન કરે છે મારૂં, સદન નફટ નાર તું
ખા...રી...વાણી...તા...રી...છે.

કુંવરબાઇ— ૩૧

અરે આવ્યું સીમંત શીદ મારૂં હાય માતા (૨)
જીવી કાં જગે જનની જાતાં, હાય માતા (૨)
જેવો ગોળ વિના કંસાર, તેવો માતા વિણ સંસાર—હાય.
દીવા વિના ઘર તેજ છે તેવું પિતાનું હેત છે
માતા મરી જાયા જીવી, મુવા બરોબર એજ છે—હાય.

તાના, રીરી— ૩૨

અલી જાઓ જાઓ એંગેં બોલો નંદકે લાલાકો
રાધે મરેગી જુદાઇમેં, દગા દીયો કયોં પીયા—આલી.
એ સો હીયો કીયો કીયો રહેગો નાંહિ જીયા—આલી.
લગી હે આગી બિરહ ભભુકે અંગ જ્વાલા
બઇદ જરતહે છુવત નાડી નિજકર
ઓ ધુંવા હોવે આબ જબ ન્હાવે તીયા—આલી.
સાની સાસાગગમમ ધધ, નીનીધ નીનીધ નીની
મધની સાનીધમ સાનીધમગ મગ
ધની સાગમ ધની સાનીધ મગ મગ સાની સાગમ
મમ ધમધ નીનીની સાની સાસા મધની ગમધની
સાની ધમગ ધમગ સાસાનીધ મગમધનીની ધમગ...સાની.
ગમધની ગમધની સાનીધમ સાની સાની ધધગમ ધનીની
નીધમગ મગસાની સાસ.

કુંવરબાઇ— ૩૩

આવશે લાવશે શ્રીહરી સીમંતમાં
હેમ હાર હીર ચીર મોતીથાળ અંકમાં—આવશે.
પૂર્યાં પંચાળી ચીર નવસે નવાણું
ખાધું ખાંતેથી ખુબ ભાજીનું ખાણું
એક હરી આશ બીજું કાંઇએ ન જાણું—આવશે.
હર્યાં વિરંચી વચ્છ નવા નિપાવ્યા
માટી ખાઇને મુખ માતા ભુલાવ્યાં
જેણે બ્રહ્માંડ માંહિ કોટી બતાવ્યાં—આવશે.

નરસિંહરામ— ૩૪

નિશદિન નટવર હૃદય વસેલા—નિશદિન.
ધરો અરજ નિજ દાસતણી ઉર
છોહ કરો ઝટ છેલા—નિશદીન.
નટખટ નાગર કરે ઠેકડી;
માંહ્ય મલીન મન મેલા—નિશદિન.
કાલ યાદ કરો કૃષ્ણ કોડીલા
બોલ સુણો મુજ ઘેલા—નિશદિન.
બાર મેઘ તમ હુકમે હાજર
વરસાવો વર વેલા—નિશદિન.

સ્ત્રીઓ— ૩૫

આજે આનંદનો અવસર આવ્યોરે તેને પુન્યેરે
બાળક કુંવર વહુને પેટ લાવ્યોરે તેને પુન્યેરે
સાસુ સસરાને સારાં સંતોષ્યાંરે તેને પુન્યેરે
એવાં પુન્યોનાં ફળ આજે પોખ્યાંરે તેને પુન્યેરે

કૃષ્ણ— ૩૬

આવાં કામ અનેક કરીશું,
કાગળ વાંચીને વિચરીશું;
લાખ કરોડો રૂપિયા દેશું, હાજર હુકમે હરદમ રહેશું
જ્યાં જઇ વેચો ત્યાં વેચાશું, વાણોતર થઈ વહેલા ધાશું
આવાં કામ.

**નરસિંહરામ, તાના, રીરી—૩૭**

જસોદાના જાયા ડાહ્યા સુભદ્રાના વિરારે
આવો વેલા વારે મારી હૈયા કેરા હીરારે
મારે તો છે ઓથું સાચી, આવોરે હાં વાલા આવોરે
હાંરે હાંરે લાલજી.

યાચું છું તમ આગળે, મુજ સેવકના શેક;
એક હીરનું કાપડું, દીયો આપની એક—જસોદાના.

મામેરે મોટું કરી, કર્યાં કોટીનાં કાજ;
એક હીરવણી કાપડે, જાવા બેઠી લાજ—જસોદાના.

**લહેરચંદ, સારંગધર—** ૩૮

**લહેરચંદ**—શ્રીહરિ જેહનો સ્વામી, કરશો શું તેને કામી
**સારંગધર**—પાપીને પરત્રીયે ગામી, કયાંથી જાણ્યા બહુ નામી
**લહેરચંદ**—અઢાર ક્ષોણી સેના પદચર હય ગજરથની જામી
ટીટોડીના બચ્ચાં તેમાં ઉગારીયાં નહીં ખામી
એ જાણી થયો અનુગામી.........શ્રીહરિ.
**સારંગધર**—અંગ ઉજળું મનડું મેલું હીણા હોય હરામી
વાણી વદતા વેદ તણી પણ પર દુષણના ગામી
આ પવિત્ર પદવી પામી કયાંથી જાણ્યા બહુ નામી
**લહેરચંદ**—.........................શ્રીહરિ.

નરસિંહરામ વિગેરે— ૩૯

વારે ધા વિઠલા વેલો, શ્રોજારો રાય છે ઘેલોરે
વહાણે વંચાવશે મેલો—વારે ધા.
પ્રણુત પાળવો પદ છે તારૂં પાળ ત્રિભોવનનાથ
મોટાઇ મુકીને મુકમાં મોહન હેતે ઝાલેલો હાથ
હરી શીદ આપ હડસેલો—શ્રોજારો.
તાત તારા તને તેડીને ત્રિકમ ચોરી લાવ્યા ગોકુળ
નાતનાં લક્ષણુ તુજમાં આવ્યાં ચોર્યા નારી પટકુળ
ખોલાવે કાં ખોટના ખેલો—શ્રોજારો.
કોડીનું કિમતી સુતર કાચ્યું, ફુલડાં કેરી માળ;
તેમાં લોભાઇને જાત તેં તારી, દેખાડી દીધી ગોવાળ
પરાણે તું આપતો પેલો—શ્રોજારો.

નરસિંહરામ— ૪૦

વારે ચડ વાલા મારા વ્રજના વાસી, મૃત્યુના મુખથી મૂકાવારે
શ્યામાની સોડ છોડી દામોદર આવ દોડી, હું તો કરૂં છું કાવાદાવારે
પ્યારીને મૂક પરી ભક્તની ભાળ કરી મોટાઈ રાખ તારી માવારે—વા.
અર્જુનનો રથ હાંકયો રાધાવર રંગ રાખ્યો કૌરવના કુળને કપાવારે
ભક્ત વત્સલતા તારી વ્હાલા તે કયાં વિસારી જાદવા કાંદે માથું જવારે
મોરારી મોટો કીધો કાના તેં કોલ દીધો, સાહે સંકટ માંહે થાવારે
વિસારી કોલ તારો પાળજે સોગ મારો, જાજે જમુનાજીમાં નાવારે—વા.

નરસિંહરામ— ૪૧

વા વારે વાદીલા વિચારી વાત
મેં વાલા વિતાવી વસમી રાત
ઠીક પધાર્યો પ્રભુ તું પ્રભાત
તો છુટ્ટા બળદ છુટી પુંકળ અતિ મને દોડાવીયો
પ્રીતની રાસડીથી તને નાથ્યો, તોય બંધ તોડાવીયો.
ગોરીયો આવ્યો ગમાણે પ્રાત. મરણ મોંથી મૂકાવીયો નાત—વા.



# જાહેર ખબર.

**નીચે લખેલા ઓપેરા કંપનીમાંથી રોકડી કીંમતે મળશે.**

| | | |
|---|---|---|
| જગતસિંહ | ...નાટકના ઓપેરા... | ...૦-૨-૦ |
| શૈલબાળા | .. નાટકના ઓપેરા .. | ...૦-૨-૦ |
| ઇન્દુમતી | ...નાટકના ઓપેરા .. | ...૦-૨-૦ |
| રમણસુંદરી | ...નાટકના ઓપેરા... | ...૦-૨-૦ |
| સંસ્કારી સાવિત્રી | ..નાટકના ઓપેરા... | ...૦-૨-૦ |
| સીતા સ્વયંવર | .. નાટકના ઓપેરા... | ૦-૨-૦ |
| વિદ્યાપ્રતાપ | ..નાટકના ઓપેરા . | . ૦-૨-૦ |
| કામાંધનાં કાવત્રા | ...નાટકના ઓપેરા .. | ...૦-૨-૦ |
| સુશીલ સુંદરી | .. નાટકના ઓપેરા... | ...૦-૨-૦ |
| ક્રૂર ઔરંગઝેબ | . નાટકના ઓપેરા .. | ...૦-૨-૦ |
| વેરની વસુલાત | ...નાટકના ઓપેરા | ૦-૨-૦ |
| પ્રેમની પુતળી. | .. નાટકના ઓપેરા. | ...૦-૨-૦ |
| કળિયુગની સતી | . નાટકના ઓપેરા .. | ...૦-૨-૦ |
| મીરાંબાઇ. | ...નાટકના ઓપેરા .. | ...૦-૨-૦ |
| ગોપીચંદ | ...નાટકના ઓપેરા .. | ...૦-૨-૦ |
| ધ્રુવકુમાર. | ...નાટકના ઓપેરા .. | ...૦-૨-૦ |
| ભક્તરાજ પીપાજી | . નાટકના ઓપેરા | ...૦-૨-૦ |
| સુર-શ્યામ | ...નાટકના ઓપેરા .. | . ૦-૨-૦ |
| રાધા પ્રેમભક્તિ | .. નાટકના ઓપેરા... | ...૦-૨-૦ |

નરસિંહ મહેતો, મીરાંબાઇ, ગોપીચંદ, ભક્તરાજ પીપાજી, ધ્રુવકુમાર, સુરશ્યામ તથા રાધા પ્રેમભક્તિ નાટકની ભાષણ સહિત મોટી બુકો આઠ આનાની કીમતે કંપનીમાંથી કોઇપણ વખતે મળી શકશે.

ગ્રન્થ કર્ત્તા.